# બાર વ્રતની ટીપ



:: શ્રી જૈનશ્વેતાંબર ધર્મોત્તેજક મહિલા મંડળ ::

# બારવ્રતની ટીપ

રાણપુરવાળાં સમતાબેન નાગરદાસની
આર્થિક સહાયથી



: પ્રકાશક :
શ્રી. જૈન શ્વેતાંબર ધર્મોત્તેજક મહિલા મંડળ

વિક્રમ સં. ૧૯૯૫ : વીર સં. ૨૪૬૫ : સને ૧૯૩૯

જેઠ સુદ ૧૩

: પ્રથમ આવૃત્તિ :

અમૂલ્ય

## પ્રાપ્તિસ્થાન

૧ શ્રી શાંતિજિન મહિલા મંડળ

ઠા. B. S. Ry. રાણપુર

૨ સાધ્વીજી મહારાજનો ઉપાશ્રય

c/o પાંજરાપોળ અમદાવાદ

ધી નવપ્રભાત પ્રી. પ્રેસમાં મણીલાલ છગનલાલ શાહે છાપ્યું.
ઠે. ઘીકાંટા રોડ નોવેલ્ટી સીનેમા પાસે—અમદાવાદ,

# પ્રસ્તાવના

માનવમાત્ર સુખને ઈચ્છે છે. છતાં સુખ દુઃખ અને તેના સાધનોની સમજ પ્રત્યેકની જુદી જુદી હોય છે. પણ ખરી રીતે સ્વાધીનતામાં સુખ અને પરાધીનતામાં દુઃખ સમાયેલ છે. વિચાર કરતાં કુટુંબ સ્ત્રી પુત્ર ને સંપત્તિ સૌ પોતાના માનનારને પણ માંદગી કે કોઇ કટોકટીના પ્રસંગે પરસ્વરૂપ સમજાય છે. વધુ શું જે શરીરને સાફસુફ કરી સાચવવામાં આવે તે પણ મરણ વખતે પરસ્વરૂપ બને છે અને તેને છોડીને આત્માને જવું પડે છે.

આથી સુખ સ્વાત્મરમણમાં છે અને તે સુખ માણસ ત્યારે જ મેળવી શકે કે જ્યારે પરસ્વરૂપ ધન કુટુંબ સ્નેહ સર્વનો ત્યાગ કરી સંપૂર્ણ ત્યાગપ્રધાન જીવન જીવવાની તમન્ના થાય અને આ વસ્તુ માણસ સમજે તો તેની દુનીયાના સુખની પ્રવૃત્તિ પાછળ થતી ઘેલછા વખત વ્યય જહેમત તેને આપો આપ ફોગટ લાગે. આવી વસ્તુને સમજનાર શક્તિશાળી પુરૂષો માટે ત્યાગ પ્રધાન સંયમજીવનનો માર્ગ જેને સર્વવિરતિધર્મ કહે-વામાં આવે છે તે અરિહંત પરમાત્માઓએ પ્રતિપાદન

કરેલો છે. ત્યાગપ્રધાન જીવનની મહત્તા સમજાયા છતાં તેના ફળ અને પરિણામનો અપૂર્વ લાભ સમજાયા છતાં જે અશક્તિને કારણે તેના અમુક ભાગને આચરવાને તૈયાર થઈ શકે તેવાઓમાટે દેશવિરતિધર્મ પ્રતિપાદન કરેલો છે.

આ દેશવિરતિધર્મ સમ્યક્ત્વમૂળ બારવ્રતપૂર્વકના સ્વરૂપવાળો છે. ખરૂં જોતાં દેવ ગુરૂ ધર્મની અચળ શ્રદ્ધારૂપ સમ્યક્ત્વવંત જીવનું કોઈપણ એકવ્રતનું પાલન દેશવિરતિ મનાય છે. બારવ્રત પૂર્ણ ન લઈ શકનાર કોઇપણ એક બે કે તેથી વધુ વ્રતોના નિયમોવાળો પણ દેશવિરતિ ધર્મને આચરી શકે છે. પૂર્વ શ્રાવકો અશક્તિના કારણે કોઈ સ્થૂળ પરિગ્રહ વિરમણ કોઇ સ્થૂલ મૈથુન વિરમણ કે સ્થૂળ પ્રાણાતિપાતવિરમણાદિક એક બે યાવત્ બાર વ્રત લઈ દેશવિરતિ ધર્મ આરાધન કરતા હતા.

દેશવિરતિ ધર્મના પ્રતિપાદનમાં સમ્યક્ત્વ મૂળ બારવ્રતનું સ્વરૂપ તેના અતિચાર અને જયણાનું સ્વરૂપ આ પુસ્તિકામાં દાખલ કરવામાં આવ્યાં છે. ખરી રીતે પવિત્ર માનવજીવન જીવવા સાથે ધાર્મિક જીવનના ઘડતરની નોંધપોથી એ આ બારવ્રતની ટીપ છે. તેમાં પોતાનું જીવન કયા કયા રસ્તે અને કઈ ખામીઓ દૂર

કરવાથી ઉન્નત બને અને તેનો ધીમે ધીમે વિકાસ કરવાનું સાધન એ આ ટીપ છે. તેનો લાભ જનતા જેટલા પ્રમાણમાં લેશે તેટલા પ્રમાણમાં આનું પ્રકાશન સાર્થક સમજાશે.

આ પુસ્તિકા શેઠ જીવતલાલ પ્રતાપશી દ્વારા પ્રકાશિત થયેલી પુસ્તિકા તેમજ દેશવિરતિધર્મારાધક સમાજ તરફથી બહાર પડેલ ચૌદ નિયમની પુસ્તિકા તથા બીજી ઉપયોગી પરચુરણ વિગતો દાખલ કરી તૈયાર કરવામાં આવી છે.

આ પુસ્તિકા ધર્મોત્તેજક મહિલા મંડળ તરફથી બહાર પાડવામાં આવે છે આ મંડળનો ઉદ્દેશ ધર્મમાં રસ લેતા વર્ગને વધુ ઉત્તેજન મળે અને એક બીજા પરસ્પરના સહકારથી વધુ ધર્મમાં દૃઢ થાય તે છે.

આ પુસ્તિકા પરમપૂજ્ય વિદૂષી સાધ્વી તિલકશ્રીજી મહારાજની સત્પ્રેરણાથી સમતાબેને કેટલાક ફેરફાર સાથે તૈયાર કરી આપવામાં અને તેના પૂર્ણપ્રકાશન સુધી કાળજી રાખવામાં જે મહેનત લીધી છે તેનો આભાર માનીએ છીએ.

આમાં પ્રમાદ દૃષ્ટિદોષ કે મતિદોષથી થયેલ ભૂલની ક્ષમા યાચીએ છીએ. —પ્રકાશક.

# : અર્પણ પત્રિકા :



પરમોપકારી ધર્મનિષ્ઠ તત્ત્વજ્ઞ

સરલ સ્વભાવી સદ્‌ગુણાનુરાગી

**પૂજ્ય બેન હીરાબાઇને**

મારા

જીવન પ્રવાહને

યોગ્ય માર્ગે વાળી

ધર્મસંસ્કારને જીવનમાં જીવનોપયોગી

બનાવી ધાર્મિક જ્ઞાનના યોગ્ય સંચારથી મને

ધર્મમાર્ગે મુકનાર આપને આ નાની

પુસ્તિકા સમર્પણ કરી

કૃતાર્થ થાઉં

છું.

એજ આપના ઉપકારને હરઘડી યાદ કરનાર—

**સમતા.**

# સ્વ. સદ્‌ગુણી સરળ સ્વભાવી શ્રાવિકા હીરાબાઇનો ટુંક જીવન પરિચય.

સ્વ. હીરાબાઇનો જન્મ આજથી પંચાવન વર્ષ પહેલાં તેમના પિતા શેઠ દેવજી પરબત કચ્છ સાંધણવાળાને ત્યાં થયો હતો. આજથી ૫૫ વર્ષ પહેલાંનુ મુંબઈ એટલે નવીન જીવનના પ્રભાતસમું હતું. છતાં સંસ્કારી માતાપિતાને ત્યાં જન્મેલ આ બાળામાં ધાર્મિક સંસ્કાર અને ધાર્મિક જીવન પ્રથમથીજ સારા પ્રમાણમાં હતું. યોગ્ય ઉંમરે પિતાએ શેઠ ભવાનજી નાગસિંહ વેરે તેમનાં લગ્ન કર્યાં લગ્ન થયા પછી પણ ધાર્મિક સંસ્કારના અડગ રંગથી રંગાયેલ હીરાબાઈ મુંબઇમાં શેઠ ઘેલાભાઇ પદ્મશીની વિધવા ગંગાબાઇના પરિચયમાં આવ્યાં અને ત્યાં ધાર્મિક શિક્ષણ અને ધાર્મિક સંસ્કારની દૃઢતાએ તેમનું જીવન વધુને વધુ ધર્મરાગે રંગાયું.

વિધિવશે ૨૦ વર્ષની ઉંમરે વિધવા થયા બાદ ૨૫ વર્ષ સુધી તેમણે સતત્ પરિશીલનપૂર્વક અભ્યાસ ચિંતવન અને ધાર્મિક કરણીમાં પોતાનું જીવન ઓત-પ્રોત કરવા સાથે સદ્‌ગુણી ધર્મિષ્ઠ જ્ઞાનવૃદ્ધ ગંગાબાઇના

પરિચયથી વધુને વધુ ઉન્નત બન્યાં. કારણકે ગંગાબાઈ અનેક શ્રાવિકાઓને ભણાવવા સાથે જ્ઞાનરાગી સાધ્વી-જીઓના પરિચયથી રંગાયેલાં હોવાથી તેમનો પરિચય સ્વ. હીરાબાઇમાં પણ ઉતર્યો અને તે પણ જ્ઞાનવૃદ્ધ સત્ક્રિયાશીલ અને ખુબજ ગુણી બન્યાં.

અનેક બાઈઓના જીવનને યોગ્ય માર્ગે વાળનાર આ હીરાબાઇએ મારા જીવનમાં પણ ખુબજ મહત્ત્વનું સ્થાન મેળવ્યું છે. તેમના પ્રતાપેજ ધાર્મિકરાગ, ધાર્મિકજીવન પ્રત્યેનો પ્રેમ, જીવનની સાચી દીશાનું ભાન મારામાં ઉત્પન્ન થયું. તેમનો મિલનસાર નમ્ર સ્વભાવ વાત્સલ્યપ્રેમ અને ગાંભીર્ય આજે પણ તેમને મારી નજર આગળ સાક્ષાત્ કરે છે.

જો કે, તે તો સદ્ગુણી પોતાની વિષમ માંદગીમાં પણ ખુબજ સમાધિ જાળવી સમાધિપૂર્વક સં. ૧૯૯૩ માં મૃત્યુ પામ્યા છે. છતાં આજે તેમના ગુણને સંભાળનાર સેંકડો શ્રાવિકાઓ તેમજ સાધ્વીજી મહારાજો હર હંમેશ યાદ કરે છે. તે શું તેમના જીવનની ઓછી મહત્તા છે? એજ તેમના ગુણને હરઘડી યાદ કરનાર

**સમતા.**

धर्म जिज्ञासु सद्गुणी सरल स्वभावी

# श्राविका हीरबाई



| જન્મ : સંવત | સ્વર્ગવાસ : સંવત |
| --- | --- |
| ૧૯૪૦ પો. સુ. ૭ | ૧૯૯૩ ભા. સુ. ૫ |
| **મુંબઇ** | **જામનગર** |

# બાર વ્રતની ટીપ

  

(૧)

## સમ્યક્ત્વ.

### સમ્યક્ત્વસ્વરૂપ

૧ શુદ્ધદેવ—અરિહંત=રાગદ્વેષ શત્રુને જીતનાર, અઢાર દૂષણ રહિત અને બાર ગુણે કરીને સહિત હોય છે. આ અઢાર દોષ નીચે પ્રમાણે જાણવા.

" हास्यादिषट्कं चतुरः कषायान्
पंचाश्रवान् प्रेममदौ च केलिः "

૧ હાસ્ય. ૨ રતિ. ૩ અરતિ ૪ ભય. ૫ શોક. ૬ દુર્ગંચ્છા. ૭ ક્રોધ. ૮ માન. ૯ માયા. ૧૦ લોભ. ૧૧ પ્રાણાતિપાત. ૧૨ મૃષાવાદ. ૧૩ અદત્તાદાન. ૧૪ મૈથુન. ૧૫ પરિગ્રહ. ૧૬ પ્રેમ. ૧૭ મદ. ૧૮ ક્રીડા.

અથવા બીજી રીતે અઢાર દોષ નીચે મુજબઃ—

" अन्तराया दानलाभवीर्यभोगोपभोगगाः
हासो रत्यरतीभीतिर्जुगुप्सा शोक एव च,
कामो मिथ्यात्वमज्ञानं निद्रा चाविरतिस्तथा,
रागो द्वेषश्च नो दोषास्तेषामष्टादशाऽप्यमी."

૧ દાનાન્તરાય. ૨ લાભાન્તરાય. ૩ વીર્યાન્તરાય. ૪ ભોગાન્તરાય. ૫ ઉપભોગાન્તરાય. ૬ હાસ્ય. ૭ રતિ. ૮ અરતિ. ૯ ભય. ૧૦ જુગુપ્સા. ૧૧ શોક. ૧૨ કામ ૧૩ મિથ્યાત્વ. ૧૪ અજ્ઞાન. ૧૫ નિદ્રા. ૧૬ અવિરતિ. ૧૭ રાગ. ૧૮ દ્વેષ. આ અઢાર દોષ છે.

આઠ પ્રતિહાર્ય અને ચાર મૂળ અતિશય મળીને કુલ બાર ગુણ અરિહંતના આ પ્રમાણે થાય છે.–

૧ અશોકવૃક્ષ. ૨ સુરપુષ્પવૃષ્ટિ. ૩ દિવ્યધ્વનિ. ૪ ચામર. ૫ આસન. ૬ ભામંડળ. ૭ દુંદુભિ. ૮ છત્ર. ૯ અપાયાપગમાતિશય. ૧૦ જ્ઞાનાતિશય. ૧૧ પૂજાતિશય. ૧૨ વચનાતિશય.

૨. **શુદ્ધગુરૂ**–તે પંચ મહાવ્રતના પાળનાર, શુદ્ધ ધર્મ પ્રરૂપક અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસરી ઉત્તમ ચારિત્ર પાળનાર.

૩ **શુદ્ધધર્મ**–શ્રી કેવળી ભાષિત અહિંસા, સંયમ અને તપપ્રધાન હોય તે ધર્મ. અથવા દુર્ગતિમાં પડતાં રોકે તે ધર્મ.

## સમ્યક્ત્વની જયણા–

ઉપર મુજબ ત્રણ તત્ત્વ મારે માનવાં. અન્ય મિથ્યાત્વિ દેવગુરૂ આદિકને કારણસર નમવું પડે તો

વ્યવહાર સાચવવાની જયણા. સ્વલિંગી—વેષધારીને વ્યવહારથી તથા ઉપકાર બુદ્ધિથી વંદનાદિક (ફેટાવંદન) કરવું પડે તેની જયણા. ભૂલથી અતત્ત્વને તત્ત્વ અને અધર્મને ધર્મ મનાઈ જાય તેની જયણા. પાછળથી ખબર પડે તો ગુરૂ પાસે આલોયણા લેવી.

શુદ્ધધર્મ પ્રરૂપક, પંચમહાવ્રતધારી, કંચન-કામિનીના ત્યાગી મુનિમહારાજને (જ્યાં સુધી દૂષણ જાણવામાં ન આવે ત્યાંસુધી) અબ્ભુટ્ઠિયાના પાઠથી વન્દન કરવું.

લોકમાન્ય હોય, કંચન કામિનીના ત્યાગી હોય; પણ પ્રરૂપણા વિરૂદ્ધ હોય, ક્રિયા કાંડ છુટી ગયા હોય, પાપારંભમાં પ્રવૃત્ત હોય તેવા મુનિરાજને ફેટા-વંદન કરવાની જયણા.

વિદ્યાદાતા અન્યમતિને ઉપકારબુદ્ધિથી ઉચિત સાચ-વવાની જયણા. ધર્મવિરૂદ્ધ હોય છતાં લોકવિરૂદ્ધથી બચવા માટે દાક્ષિણ્યતાથી કાર્ય કરવું પડે તેની જયણા, પણ તે ધર્મબુદ્ધિથી કરવું નહિ, અને સારૂં માનવું નહી. જેમકે કુવા, પરબ, તળાવ આદિક માટે લોક વ્યવહાર સાચવવો પડે તે.

અન્યમતિ સાથે સાથે લૌકિક સાચવવા પ્રણામ કરવાની જયણા.

અથવા સમ્યક્ત્વનું સ્વરૂપ. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮ મા અધ્યયનમાં નીચે પ્રમાણે છે:—

**परमत्थसंथवो वा, सुदिट्ठपरमत्थ सेवणं वावि**
**वावन्नकुदंसणवज्जणा य, सम्मत्तसद्दहणा**

**परमत्थसंथवो**—પરમાર્થ સંસ્તવ—વીતરાગ પ્રભુના જીવાદિ તાત્વિક પદાર્થ [પરમાર્થ]ના સ્વરૂપનું વારંવાર ચિંતન કરવારૂપ પરિચય.

**सुदिट्ठपरमत्थसेवणा**—સુદષ્ટિ પરમાર્થ સેવના—સુદષ્ટિયુક્ત તત્ત્વજ્ઞાનું પર્યુપાસન અને વૈયાવૃત્ય.

**वावन्नकुदंसणवज्जणा**—વ્યાપન્ન કુદર્શન વર્જના-સમ્યક્ત્વથી ભ્રષ્ટ થયેલ અને કુદર્શનીઓનો ત્યાગ કરવો.

આ સમ્યક્ત્વની સાચી શ્રદ્ધા છે.

## શ્રી સમ્યક્ત્વ—અતિચાર.

શ્રી સમ્યક્ત્વ એ વ્રત-પ્રાસાદનો પાયો છે, આથી સમ્યક્ત્વને દુષિત કરનાર દુષણો, અતિચારો તેમજ તેના આગારો અને મિથ્યાત્વના પ્રકારો દર્શાવાય છે. જેને સમજી શુદ્ધ સમ્યક્ત્વમાં ઉદ્યત રહેવું.

## સમ્યક્ત્વના પાંચ અતિચાર.

संका-कंख-विगिच्छा, पसंस तह संथवो कुलिंगिसु
सम्मत्तस्स इयारे पडिक्कमे देसिअं सव्वं

૧ संका-શંકા-જિન વચનમાં શંકા કરવી તે.

૨ कंख-કાંક્ષા-અન્ય મતની અભિલાષા કરવી.

૩ विगिच्छा-વિચિકિત્સા-ધર્મના ફળનો સંદેહ કરવો.

૪ परपासंडपसंसा-મિથ્યાદૃષ્ટિ પ્રશંસા-કુલિંગી, દ્રવ્ય-લિંગી અને અન્યધર્મીઓની પ્રશંસા કરવી

૫ परपासंडसंथवो-તત્સંસ્તવ-અન્યધર્મી દ્રવ્યલિંગી તથા કુલિંગિઓનો પરિચય કરવો.

ઉપરના પાંચે અતિચાર ટાળવાથી સમ્યક્ત્વ ઉજ્વળ રહે છે. માટે સમ્યકત્વધારીએ આ દૂષણ તજવાં જોઇએ.

## સમ્યક્ત્વના છ આગાર.

૧ રાયાભિયોગ-રાજા અગર નગરાદિકના ધણીના કારણે પ્રતિજ્ઞા વિરુદ્ધ કરવું પડે તે.

૨ ગણાભિયોગ-જનસમુહના કારણે પ્રતિજ્ઞા વિરૂદ્ધ કરવું પડે તે.

૩ બલાભિયોગ-બલવાનના પરાધીનપણાથી પ્રતિજ્ઞા વિરૂદ્ધ કરવું પડે તે.

૪. દેવાભિયોગ—ક્ષેત્રપાળ આદિક દેવતાના કારણે પ્રતિજ્ઞા વિરૂદ્ધ કરવું પડે તે.

૫. ગુરૂનિગ્રહ—તાતાદિક ગુરૂ આદિકના કારણે પ્રતિજ્ઞા વિરૂદ્ધ કરવું પડે.

૬. વૃતિકાંતાર—આજીવિકાના કારણે વિરૂદ્ધ કરવું પડે.

ઉપરના છ આગારથી કોઈક વખતે કાંઇ કરવું પડે તેની જયણા.

આગારનો ઉપયોગ ક્યારે, કયા પ્રસંગે થાય તો સમ્યક્ત્વ દૂષિત ન થાય એ ગુરૂગમથી જાણવું જોઇએ.

## મિથ્યાત્વના ૧૫ પ્રકાર.

### —પાંચ પ્રકાર—

૧ અભિગ્રહિક—પોતે ગ્રહણ કરેલ કુદર્શનને છોડવું નહિ તે.

૨ અનભિગ્રહીક—સર્વ દર્શનને સરખા માને તે.

૩ અભિનિવેશિક—ઈરાદાપૂર્વક માનપાનાદિકની લાલસાએ સાચા દર્શનને જાણવા છતાં પણ પોતાનો મત સ્થાપન કરવાને ઉલટી પ્રરૂપણાદિક કરે તે. ગોષ્ઠામાહિલની પેઠે

૪ સાંશયિક–ક્ષયોશમની મંદતાથી સિદ્ધાંતમાં કહેલ રહસ્ય ન સમજાતાં સર્વજ્ઞના વચનમાં શંકા રાખી ડામડોળ થાય તે,

૫ અનાભોગીક–અસંજ્ઞી જીવોને અનુપયોગપણે વર્તે છે તે.

## ૭ પ્રકાર.

૧ લૌકિક દેવગત–રાગી દ્વેષી કુદેવને સુદેવ તરીકે માને તે.

૩ લૌકિક ગુરૂગત–અનેક આરંભ પરિગ્રહમાં રહેલા અન્ય દર્શનીઓના ગુરૂને, ગુરૂ બુદ્ધિએ માને તે.

૩ લૌકિક ધર્મગત– લાકિક પર્વો હોલી બલેવાદિકને લોકોત્તર પર્વની બુદ્ધિએ માને તે.

૪ લોકોત્તર દેવગત–અઢાર દૂષણ રહિત દેવને ઇહલોક અને પરલોકના પૌદ્દગલિક સુખના ઈરાદાથી માને તે–બાધા–આખડી રાખે તે.

૫ લોકોત્તર ગુરૂગત–કંચન કામીનીના ત્યાગી ગુરૂઓને આ લોક અને પરલોકના પૌદ્દગલિક સુખના ઇરાદાથી માને અને આહાર પાણી

આદિક આપે તે. તેમજ પાસત્થાદિકને પણ દોરા ધાગાદિકનું કાર્ય કરવા માટે ગુરૂ બુદ્ધિએ માનવા પૂજવા તે.

૬ લોકોત્તર પર્વગત–સર્વજ્ઞ ભગવાને કહેલ દાન શીયલ તપ ભાવ રૂપ ધર્મને આ લોક અને પરલોકના પૌદ્ગલિક સુખની અપેક્ષા રાખી કરે તે. તેમજ આઠમ ચઉદસ આદિનું આરાધન આ લોકના સુખાદિ માટે કરે તે.

૪ પ્રકાર.

૧ પ્રરૂપણા–શ્રી જિનભાષિત અર્થથી અવળી પ્રરૂપણા કરવી તે.

૨ પ્રવર્તન–લૌકિક તથા લોકોત્તર મિથ્યાત્વની કરણી કરવી તે.

૩ પરિણામ–મનમાં જુઠો હઠવાદ રાખે, અને કેવલી ભાષિત નવતત્ત્વનો અર્થ યથાર્થ ન સહ્દહે તે.

૪ પ્રદેશ–સત્તામાં રહેલી મોહનીય કર્મની સાત પ્રકૃતિ. તે

આ રીતે સમ્યક્ત્વના સડસઠ બોલ વિચારી નિર્મલતા કરવી.

# બાર વ્રત.

## ૧ લું સ્થૂલ ( દેશ થકી ) પ્રાણાતિપાત વિરમણ વ્રત.

### ૧ વ્રત સ્વરૂપ

थूला सुहुमा जीवा संकप्पारंभओ य ते दुविहा।
सावराह निरवराहा साविक्खा चेव निरविक्खा॥

અર્થ—સાધુવર્ગ વીસ વસા પુરેપુરી દયા પાળી શકે છે અને શ્રાવકવર્ગ સવાવસો દયા પાળી શકે છે તે આ પ્રમાણે—

પૃથ્વીકાય વિગેરે સ્થાવારો બે ઇંદ્રિય વિગેરે ત્રસો તેમાંથી શ્રાવકો 'મારે ત્રસ જીવ હણુવા નહિં' એવો નિયમ કરી શકે પણ સ્થાવરની હિંસાનો નિયમ કરી શકે નહિં છતાં તેમાં જયણા રાખી શકે. આથી ત્રસ સ્થાવરરૂપ વીસ વસામાંથી સ્થાવરના દસ વસા ન પાળી શકે તેથી ૧૦ વસા રહ્યા આ ત્રસના દસ વસાની દયામાં પણ સંકલ્પ અને આરંભ એ બે રીતે ત્રસની હિંસા થાય તેમાં સંકલ્પથી ત્રસને 'આ જીવને હું મારૂં' આવા ઈરાદાથી જે હિંસા થાય તેનો

ત્યાગ કરી શકે. પણ આરંભથી થતી હિંસાનો ત્યાગ કરી શકતા નથી. હવે સંકલ્પના પાંચ વસામાં પણ અપરાધી અને નિરપરાધી એ બે ભેદ પડે. તેમાં નિરપરાધીની હિંસાનો ત્યાગ થઇ શકે પણ અપરાધીનો નહિં. આથી નિરપરાધીના રહેલા અઢી વસાના પણ સાપેક્ષ અને નિરપેક્ષ એ બે ભેદ પડે તેમાં સાપેક્ષ હિંસાનો ત્યાગ ન કરી શકે નિરપેક્ષનો ત્યાગ કરી શકે આથી સવા વસો માત્ર દયા શ્રાવક પાળી શકે છે. તેમ બીજા વ્રતોમાં પણ સ્થૂળનો અર્થ ઘટાવવો.

અર્થાત્ નિરપરાધિ, ત્રસ જીવને સંકલ્પપૂર્વક મારવાની બુદ્ધિએ મારવો નહિ.

## પહેલા વ્રતના પાંચ અતિચારો.

**वह–बंध–च्छविच्छेए, अइभारे भत्तपाणवुच्छेए**
**पढमवयस्सइआरे, पडिक्कमे देसिअं सव्वं ।**

## પહેલા વ્રતના પાંચ અતિચાર.

૧. **वह**–વધ–ક્રોધ કરીને ગાય, ઘોડા પ્રમુખ જાનવરોને ચાબુક આદિ વડે મારવા તે.

૨. **बंध**–બંધ–ગાય, બળદ પ્રમુખ જાનવરોને ગાઢ બંધનથી બાંધવા તે.

૩. **छविच्छेए**–છવિચ્છેદ–બળદ પ્રમુખના કાન છેદવા તે તથા નાથ ઘાલે ઘલાવે તે.

૪. **अइभारारोवण**–અતિભારારોપણ–બળદ પ્રમુખ ઉપર જેટલો બોજો ભરાતો હોય તેના કરતાં વધારે ભરે તે (શ્રાવકે બનતાં સુધી ઓછો ભાર ભરવો જોઇએ.)

૫. **भत्तपाणवुच्छेए**–ભાત પાણીનો વિચ્છેદ–ગાય, બળદ પ્રમુખને રોજ ખાવાનું અપાતું હોય તેના કરતાં ઓછું આપવું અગર ટાઇમથી મોડું કરીને આપવું તે.

**નોંધ**—વ્રતોની સાથે, દર્શાવાતા અતિચારો વ્રતાર્થિઓએ જાણવા પણ આદરવા નહિ.

વ્રતની કાંઇક આરાધના અને કાંઇક વિરાધના તેને અતિચાર કહે છે.

## ૧ વ્રતની જયણા

ઘર, કૂપ, નદી, તલાવાદિક આરંભ સમારંભ તથા વ્યાપારમાં તેમજ ઔષધાદિકના પ્રયોગથી હણાય તેની જયણા.

**નોંધ :—**

# બીજું (દેશ થકી) મૃષાવાદ વિરમણ વ્રત.

પ્રિય હોય, હિતકારક હોય અને તથ્થ હોય તેને સત્ય કહે છે.

## ૨ વ્રતનું સ્વરૂપ.

પાંચ મોટાં જુઠાં ન બોલવાં તે નીચે પ્રમાણે.

૧. કન્યાલીક—એટલે કન્યા સંબંધી સગપણ, વિવાહાદિકનું જુઠું બોલવું નહિ તેમજ દરેક બે પગવાળા સર્વ મનુષ્ય સંબંધી મોટું જુઠું બોલવું નહિ, ઈરાદાપૂર્વક તે સંબંધી જાણી જોઈને જુઠું બોલવું નહિ.

૨. ગવાલીક—એટલે ગાય પશુ વિગેરે ચાર પગવાળા જાનવરને અંગે દુધ સંબંધી, ઉંમર સંબંધી અને વાછરડા સંબંધી જુઠું નહી બોલવાનો ઉપયોગ રાખવો (અજાણતાં—ભૂલથી બોલાઈ જવાય તેની જયણા.)

૩. ભૂમ્યાલીક—ભૂમિ, ખેતર, મકાન, ઘર, દુકાન, વાડી પ્રમુખ ભૂમી સંબંધી જુઠું બોલવું નહિ. (બીજાના જમીન ઉપર પોતાનો હક્ક કરીને તે દબાવવી નહિ.)

૪. થાપણ મોસો—એટલે પારકી થાપણ ઓળવવી નહિ ધણી લેવા ન આવે અને રહી જાય તો જયણા.

૫ કુડી શાખ—એટલે ખોટી સાક્ષી પુરવી નહીં. (કોઇને દેહાન્ત દંડ (ફાંસી) વિગેરે મોટી શિક્ષા થતી હોય તેમાં અસત્ય બોલવું પડે તેની જયણા. ઉપરના નિયમોમાં નોકરી આદિમાં ફરજીઆત જુઠું બોલવું પડે તો જયણા.)

## બીજા વ્રતના પાંચ અતિચાર.

**सहस्सा-रहस्सदारे मोसुवएसे अ कुडलेहे अ
बीयवयस्सइआरे, पडिक्कमे देसिअं सव्वं ।**

૧. **सहस्सब्भक्खाणे**—સહસાત્કાર–તે વિના વિચારે જેમ આવે તેમ બોલવું.

૨. **रहस्सब्भक्खाणे**—રહસ્ય–ભાષણ–કોઇની ગુપ્ત વાત જાહેરમાં મુકવી.

૩. **दारामंतभेअ**–વિશ્વસ્ત મંત્રભેદ–પોતાની સ્ત્રી આદિ વિશ્વાસુના દૂષણ બોલવા, ગુપ્ત વાત ખુલ્લી કરવી, (ખુલ્લી કરવાથી તેને પીડા ઉપજવાનો પ્રસંગ આવે).

૪. **मोसुवएसे अ**–મૃષાઉપદેશ–જુઠો ઉપદેશ દેવો, ખોટી સલાહ આપવી તે.

૫. **कुडलेहकरण**–કુટ લેખ–ખોટા દસ્તાવેજ કરવા તથા લખેલ અક્ષરો કાઢી નાંખવા તે.

## ૨ વ્રતની જયણા—

કુટુંબાદિના ખાસ નિમિત્તે જુઠું બોલાય, વાતચિતના પ્રસંગે જુઠું બોલાય, ભૂલથી જુઠું બોલાય, સોલ પ્રકારના વચનના અજાણપણાથી જુઠું બોલાય તેની જયણા.

નોંધ:—

# ત્રીજું (દેશ થકી) અદત્તાદાન-વિરમણ વ્રત.

## ૩ વ્રતનું સ્વરૂપ

**पतितं विस्मृतं नष्ट स्थितं स्थापितमाहित ।**
**अदत्तं नाददीत स्वं परकीयं क्वचित्सुधोः॥**

યોગશાસ્ત્ર દ્વિતીયપ્રકાશ

**અર્થ**—પડી ગયેલું, ભૂલાઇ ગયેલું, નષ્ટ થયેલું, ઘરમાં રહેલું, સ્થાપન કરેલુ, અને દાટેલું આ સર્વ પારકું ધન બુદ્ધિમાન પુરૂષોએ આપ્યા વિના લેવું નહિં.

અદત્તાદાન ચાર પ્રકારે છે. ૧ સ્વામી અદત્ત ૨ જીવ અદત્ત ૩ તીર્થંકર અદત્ત ૪ ગુરૂ અદત્ત એમ ચાર પ્રકારે થાય છે.

૧. કોઇને ત્યાં ખાતર પાડવું નહિ તેમજ બીજા પાસે પડાવવું નહિ.

૨ ગાંઠ છોડવી નહિ.

૩. ખીસું કાતરવું નહિ.

૪. તાળું ભાંગવું નહિ.

૫. લુંટ કરવી નહિ.

૬. કોઇની પડી રહેલી કિંમતવાળી ચીજ લેવી નહિ.

૭. રાજદંડ ઉપજે તેવી ચોરી કરવી નહિ. તેમજ લોક ભાંડે તેવી ચોરી કરવી નહિ.

( આ સિવાય કોઇને વિશેષ ત્યાગ કરવો હોય તેણે નીચે લખવું.

____________________

____________________

____________________

## ત્રીજા વ્રતના પાંચ અતિચાર.

**तेनाहडप्पओगे तप्पडिरूवे अ विरुद्धगमणे अ कूडतुल्ल–कूडमाणे पडिक्कमे देसिअं सव्वं**

૧. **स्तेनाहृत**–ચોર પાસેથી ચોરાયેલી વસ્તુ જાણીબુજીને લેવી તે.

૨. **तक्करप्पओग**–તસ્કરપ્રયોગ–ચોરને ચોરી કરવામાં મદદ કરવી તે.

૩. **तप्पडिरूपगववहार अ**–તત્પ્રતિરૂપક વ્યવહાર–સારી વસ્તુમાં બીજી ખોટી વસ્તુ નાખીને આપવી, અથવા સારી વસ્તુ દેખાડીને ખોટી વસ્તુ આપવી. વસ્તુને ભેળસેળ કરવી તે.

૪. **विरुद्धगमण**–વિરૂદ્ધગમન–રાજ્ય વિરૂદ્ધ ગમન કરવું તે, રાજ્યે નિષેધ કરેલ સ્થાને લઇ જવું અથવા જકાત મહેસુલ આપ્યા વિના કોઇ ચીજને છાની માની લાવવી લઇ જવી.

૫. **कुडतूल कुडमाणे**–કુડતોલ માન–માન માપાં ઓછાં વત્તાં રાખવાં તે.

### ૩ વ્રતની જયણા—

માલીકી વિનાની નજીવી વસ્તુ લેવાઇ જાય. સગા-સંબંધના ઘરની વસ્તુ લેવાઇ જાય. ઉંઘમાં સ્વપ્નમાં કોઇની વસ્તુ લેવાય, અજાણતાં દાણ વિગેરે ન ચુકવાય. માન-માપામાં અજાણતાં ફેરબદલ થાય તેની જયણા.

## ચોથું (દેશ થકી) મૈથુન વિરમણ વ્રત.

### ૪ વ્રતનું સ્વરૂપ

षंढत्वमिन्द्रियच्छेदं वीक्ष्याब्रह्मफलं सुधाः ।
भवेत्स्वदारसंतुष्टोऽन्यदारान् वा विवर्जयेत् ॥

યોગશાસ્ત્ર દ્વિતીય પ્રકાશ

**અર્થ**—નપુંસકપણું તથા ઇંદ્રિયના છેદવાદિકપણાને અબ્રહ્મચર્યનાં ફળો જાણીને બુદ્ધિમાન મનુષ્યોએ પોતાની સ્ત્રીમાં સંતોષિત થવું અને પરસ્ત્રીનો ત્યાગ કરવો.

સ્વદારા સંતોષ અને પરસ્ત્રી ગમનનો ત્યાગ. સ્વસ્ત્રી એટલે પોતાની પરણેલી સ્ત્રી સિવાય પરસ્ત્રીનો સર્વથા ત્યાગ કરવો. સ્ત્રીઓએ પોતાના પતિ સિવાય પરપુરૂષનો કાયાથી સર્વથા ત્યાગ કરવો. તેમજ તિર્યંચ અને નપુંસક સાથે વિષયનો સર્વથા ત્યાગ કરવો- મન વચનથી પણ બનતાં સુધી અતિચાર લાગવા દેવા નહી. સ્વપ્નમાં કદાચ શિયળ વિરાધના થાય તો તેની જયણા.

( પુરૂષો માટે )—સ્વસ્ત્રી ત્યાગ કરવાની તિથિ ..........................

( સ્ત્રીઓ માટે )—સ્વપુરૂષ ત્યાગ કરવાની તિથિ ..........................

### ચોથા વ્રતના પાંચ અતિચાર.

अपरिग्गहिआ इत्तर, अणंगविवाहतिव्वअणुरागे
चउत्थवयस्स इआरे पडिक्कमे देसिअं सव्वं

૧. अपरिग्गहिआगमण–અપરિગ્રહીતાગમન–કોઇએ પણ જે સ્ત્રીને ગ્રહણ કરી નથી એવી સ્ત્રી સાથે ગમન કરવું તે. કુંવારી કન્યા વિધવા આદિ સાથે સંબંધ. શ્રાવિકા માટે કુંવારા વર કે વિધુર સાથે સંબંધ.

૨. इत्तरपरिग्गहिआगमण–ઇત્વરપરિગ્રહીતાગમન– અમુક દિવસ સુધી વેશ્યા પ્રમુખને કોઇએ રાખી હોય તેની સાથે ગમન કરવું તે. ('સ્વદારા સંતોષ'ના નિયમવાળાને આ બન્ને અતિચારો અનાચાર તરીકે સમજવા.) શ્રાવિકામાટે થોડા વખત માટે સ્વવશીકૃત પુરુષ સાથે રમણ.

૩. अणंगक्रीडा અનંગક્રીડા–સ્ત્રીઓના ( સ્ત્રીઓ માટે પુરુષોના ) અંગોપાંગ વિષય દૃષ્ટિથી જોવા તથા સૃષ્ટિવિરુદ્ધ કામચેષ્ટા કરવી તે.

૪. परविवाहकरण પરવિવાહકરણ–પોતાના પુત્રાદિક સિવાય પારકાવિવાહ પ્રમુખ કરાવવા તે.

૫. कामभोगतिव्वाभिलास–કામભોગતિવ્રાભિલાષ–કામ-ચેષ્ટામાં અતિ તીવ્ર ઇચ્છા કરવી. (સ્વદારા સંતોષ વ્રતવાળાને પાછલા ત્રણ અતિચાર છે.)

તા. ક.—આવશ્ય સૂત્ર ટીકા. પૃષ્ઠ. ૮૨૫ મુજબ ચોથા વ્રત ધારણ કરનાર પુરૂષ બે પ્રકારના છે.

૧ સ્વદારા સંતોષી ૨ પરદારા ત્યાગી.

પહેલા પ્રકારના સ્વદારા સંતોષીને અપરિગૃહિતા ગમન આદિ પાંચે અતિચાર છે લાગે છે પરંતુ પરદાર ત્યાગીને પાછલા ત્રણ જ અતિચાર લાગે છે.

પંચાશક–ટીકા–પૃષ્ઠ ૧૪–૧૫ મુજબ

પરદાર ત્યાગીને પાંચ અતિચાર લાગે છે પણ સ્વદારા સંતોષીને પાછલા ત્રણ અતિચાર ને પહેલા બે અનાચાર.

સ્રીને માટે તો પાંચે અતિચારમાં કોઇ પણ મતભેદ નથી.

નોંધ:—

૪ વ્રતની જયણા—

સ્વપ્નમાં બ્રહ્મચર્ય સંબંધી ભૂલ થાય વ્યવહાર-કાર્યમાં સદ્‌બુદ્ધિએ સંઘટ્ટ કે સ્પર્શ થાય તેમજ અજા-ણતાં અપશબ્દ બોલાય તેની જયણા.

# પાંચમું (દેશથકી) પરિગ્રહ પરિમાણ વ્રત.

## ૫ વ્રતનું સ્વરૂપ.

## પરિગ્રહનું યથાયોગ્ય પરિમાણ કરવું.

મૂર્ચ્છા એ પરિગ્રહ છે. તે પરિગ્રહનું પરિમાણ નીચે પ્રમાણે રાખવું

૧. રોકડ રૂ.

૨. ધાન્ય તે તમામ જાતનું રૂ.
સંઘરવું.

૩. સ્થાવર મિલ્કત, ઘર, દુકાન, વખાર વિગેરે થઇને
રૂ. રાખવા,

૪-૫ સોનારૂપા-માણેક-હીરા વિગેરેના દાગીના રૂ.
સુધીના રાખવા.

૬. ફરનીચર, ઘરનો પરચુરણ સામાન, રાચ-રચીલું વાસણ વિગેરે. રાખવું.

૭. નોકર ચાકર રાખવા.

૮. ચાર પગવાળા જાનવર રાખવા.

૯. ક્ષેત્ર રાખવા.

અથવા એકંદર રીતે નવવિધ પરિગ્રહનું પરિમાણ કરવું. જેમકે રોકડ, ઘરેણું, ઘર, દુકાન, રાચરચીલું વિગેરે મલીને રૂ.                સુધીનું રાખવું. તેથી વધારે થાય તો તુરતજ જેમાં ખર્ચવું હોય તે ધારવું.

## પાંચમા વ્રતના પાંચ અતિચાર.

धण-धन्न खित्त-वत्थु रूप्प-सुवन्ने अ कुविअ
परिमाणे दुपए चउप्पयंमि, पडिक्कमे देसिअं सव्वं ।

1. धणधन्नपरिमाणाइक्कम—ધન્યધાન્યપરિમાણાતિક્રમ—જ્યારે ઇચ્છાના પરિમાણથી ધન વધે ત્યારે આ તો મારા પુત્રનું એમ કહી ભાગ પાડવા અથવા જેટલી રકમ રાખી હોય તેથી વધારો થતાં ઘરેણાં કરાવી લેવાં ઇત્યાદિ.ધન ધાન્યના નિયમથી અધિક રાખવું.

2. खित्तवत्थुपरिमाणाइक्कम—ક્ષેત્રવાસ્તુપરિમાણાતિ—ક્રમણ—ક્ષેત્રના પરિમાણ નિયમથી અધિક રાખવું. ઘર દુકાનના નિયમથી અધિક રાખવું.

3. रूप्पसुवर्णपरिमाणाइक्कम—રૂપ્યસુવર્ણપરિમાણાતિક્રમ—રૂપું તથા સોનું પરિમાણથી અધિક રાખવું.

૪. कुवियपरिमाणाइक्कम--ત્રાંબું, કાંસું, પિત્તળ તથા શયન આસન આદિ વિગેરે મર્યાદાથી વધારે રાખવું.

૫. दुप्पयचउप्पयपरिमाणाइक्कम— દાસ-દાસી, ગાય ભેંસ પ્રમુખ જનાવરો પરિમાણથી અધિક રાખવા તે.

**૫ વ્રતની જયણા—**

કોઇ અનામત મુદ્દી ગયા બાદ કિંમત વધી જાય કે અજાણતાં નવવિધ પરિગ્રહમાં ભૂલ થાય તેની જયણા.

**નોંધ: —**

# છઠ્ઠું દિશિ પરિમાણવ્રત

## ૧ ગુણવ્રત.

### ૧ ગુણવ્રતનું સ્વરૂપ

दशस्वपि कृता दिक्षु यत्र सीमा न लंघ्यते ।
ख्यातं दिग्विरतिरिति प्रथमं तद्गुणव्रतम् ॥१॥

યોગશાસ્ત્ર તૃતીય પ્રકાશ

**અર્થ**—જે વ્રતમાં દશે દિશાઓમાં જવા આવવાના કરેલ નિયમની મર્યાદાનું ઉલ્લંઘન ન કરાય તે દિગ્વિરતિ નામનું પહેલું ગુણવ્રત છે.

ચાર દિશી, ચાર વિદિશી, ઉર્ધ્વ અને અધો મળી દસ દિશામાં જવાનો નિયમ કરવો તે.

### છઠ્ઠા વ્રતના પાંચ અતિચાર.

गमणस्स य परिमाणे दिसासु उड्ढं अहेअ तिरिअं च
वुड्ढि सइअंतरद्धा पढमम्मि गुणव्वए निंदे ॥

૧ **उड्ढदिसिपरिमाणाइक्कम**— ઉર્ધ્વદિક્પરિમાણાતિક્રમ–મર્યાદા કરતાં વધારે ઉંચે જવું તે.

૨ **अहोदिसिपरिमाणाइक्कम**—અધોદિક્પરિમાણાતિક્રમ-–મર્યાદા કરતાં વધારે નીચે જવું તે.

૩ **तिरियदिसिपरिमाणाइक्कम**—તિર્ચ્છાદિક્પરિમાણાતિક્રમ–ચાર દિશાની મર્યાદા ઉલ્લંઘવી તે.

૪ खित्तवुड्ढी ક્ષેત્રવૃદ્ધિ-બધી દિશાઓના ગાઉને ભેગા કરી એક દિશાએ વધારે જવું તે, અર્થાત્ રાખેલા પ્રમાણમાં સ્વેચ્છાએ હાનિ વૃદ્ધિ કરવી તે.

૫ सइ अंतरद्धा સ્મૃતિ અંતર્ધાન-કેટલા ગાઉ રાખ્યા છે એની ખબર ન રહેવાથી આગળ જવું તે. એટલે સંદેહ પડયા છતાં આગળ જવું તે.

**૧ ગુણવ્રતની જયણા—**

આ ઉપરાંત કાગળ, તાર, છાપાંઓ વાંચવાની, લખવાની તેમજ માણુસ મોકલવાની જયણા.

**નોંધઃ—**

# સાતમું ભોગોપભોગવિરમણવ્રત

## ૨ ગુણવ્રત

### ૨ ગુણવ્રત સ્વરૂપ

**भोगोपभोगयोः संख्या शक्त्या यत्र विधीयते ।**
**भोगोपभोगमानं, तद् द्वितीयकं गुणव्रतम् ॥**

યોગશાસ્ત્ર તૃતીય પ્રકાશ

**અર્થ**—શરીરની શક્તિ પ્રમાણે જે વ્રતમાં ભોગ ઉપ ભોગની સંખ્યાનો નિયમ કરાય છે. તે ભોગોપ-ભોગ નામનું બીજું ગુણવ્રત છે.

ભોગ—એકવાર ભોગવાય તે, જેમકે ભોજન વિલેપન પ્રમુખ જે એકવાર ઉપયોગમાં લઈ શકાય પછી કામમાં ન આવે તે.

ઉપભોગ–તે એકજ ચીજ ઘણીવાર ભોગવાય તે, જેમકે વસ્ત્રો, અલંકાર, ઘર, સ્ત્રી વિગેરે ઉપર બતાવેલ ભોગ અને ઉપભોગની વસ્તુનું પરિમાણુ (સંખ્યા માપ) કરવું તેને સાતમું ભોગોપભોગ વિરમણવ્રત કહેવાય છે.

# ચૌદ નિયમોની ટુંક સમજ અને તેને ધારવાની સમજુતિ.

[1]सच्चित्त-[2]दव्व-विगइ[3]
[4]वाणह-तंबोल[5]-वत्थ[6]-कुसु[7]मेसु ।
वाहण[8]-सयण[9]-विलेवण[10]
बंभ[11]-दिसि[12]-न्हाण[13]-भत्तेसु[14] ॥

(अ) નિયમ ધારવાનું પ્રમાણ ત્રણ રીતે નક્કી થાય છે. સંખ્યાથી, વજનથી અને લંબાઈથી.

(ब) જે વસ્તુ બીલકુલ ના વાપરવાની હોય તેનો "ત્યાગ" રખાય છે.

ખાવામાં આવતા દરેક સચિત્ત પદાર્થની આમાં ગણત્રી કરવામાં આવે છે જેમકે આજે મારે ૧, ૨, ૫, ૭ કરતાં વધારે વસ્તુ ખાવી નહિ, તેમજ તોલથી પણ રખાય.

૨ दव्व-દ્રવ્યઃ—આખા દિવસમાં જેટલી જાતની ચીજો મ્હોડામાં નાંખવાની હોય તે દરેક જાતની ચીજ જુદા જુદા દ્રવ્ય ગણાય. જેમકે, પાણી, દુધ, ભાત, ઘી, સોપારી..............એક દ્રવ્ય સાથે બીજાં મળ્યાં હોય તેની જયણા.

૩ **વિગઇ:**—કુલ વિગઇઓ ૧૦ છે તેમાં મધ મદિરા, માંસ અને માંખણુ એ ચાર તો અભક્ષ્ય છે એટલે ભક્ષ્ય વિગઇઓ ૬ છે. દુધ, દહીં, ઘી, તેલ, ગોળ, અને કડા વિગઈ તે ઘી તથા તેલમાં તળાય તે, (કઢાઈમાં થતી ચીજો એટલે તળેલી ચીજો, મીઠાઈ વગેરે) દરેક વિગઇના નિવિયાતાના પાંચ પાંચ ભેદ છે.

વિગતવાર જાણવાની ઇચ્છાવાળાએ "પચ્ચખ્ખાણુ ભાષ્ય" તેમજ ગુરૂગમથી જાણી લેવું.

છ વિગઇમાંથી ઓછામાં ઓછી એકાદનો તો વારાફરતી રોજ ત્યાગ રાખવોજ જોઇએ.

૪ **વાણહ-ઉપાનહ:**—જોડા, બુટ, ચંપલ, સપાટ, મોજા વિગેરેનો સમાવેશ થાય છે–તેની સંખ્યા નક્કી કરવી. ભુલથી પગ મુકાઇ જાય તેની જયણા રાખવી.

૫ **તંબોલ:**—પાન, સોપારી, એલચી, તજ, લવીંગ, વિગેરે મુખવાસની વસ્તુઓ. વજનથી રાખવી. (નવટાંક પાશેર, અચ્છેર વિગેરે).

૬ **વત્થ-વસ્ત્ર:**—દિવસમાં ઉપયોગમાં લેવાતા પહેરવા અને ઓઢવાના કપડાંની સંખ્યા નક્કી કરવી. ધર્મ કાર્યમાં જયણા રાખવી. ભુલથી પોતાના બદલે બીજાનું પહેરાય તેની જયણા (તે ગણાય નહિ.)

**૭ કુસુમઃ**—સુંઘવામાં આવતી દરેક વસ્તુનો આમાં સમાવેશ થાય છે. વજન ( નવટાંક પાશેર ) નક્કી કરવું. ઘી, તેલ, આદિના ભરેલા ડબ્બા સુંઘાય નહિ. જે વસ્તુ સુંઘવાની જરૂર જણાય તે વસ્તુ આંગળી ઉપર લઇને જ સુંઘવાનો અભ્યાસ રાખવો.

**૮ વાહણ-વાહનઃ**–મુસાફરીના સાધનો–ફરતા ચરતા તરતા એ ત્રણ પ્રકારના છે.

ફરતાઃ—ગાડી, વ્હેલ, મોટર, રેલ્વે ઉડતા–એરો-પ્લેનનો પણ તેમાં સમાવેશ થાય છે.

ચરતાઃ—ઘોડા, ઉંટ, હાથી, ખચ્ચર, બળદ સ્વા-રીના પશુ વાહનો.

તરતાઃ—વહાણ, આગબોટ વિગેરે જળમાર્ગે મુસા ફરીના વાહનોની સંખ્યા નક્કી કરવી.

**૯ શયણ-શયનઃ**—સુવા માટે પાથરવાની ચીજો સાથે બેસવાના આસનોનો પણ સમાવેશ થાય છે. એટલે પાટ, પાટલા, ખાટલા, પલંગ, ખુરશી, કોચ, ગાદી, ચાકળા, ગાદલા, ગોદડા, સાદડી, શેત્રંજી વિગેરે સંખ્યા નક્કી કરવી.

ચાકળા, ગાદી, સાદડી વિગેરેની જયણા રાખવી.

**૧૦ विलेवण-विलेपन:**—શરીરે ચોપડવાના દ્રવ્યો તેલો, અત્તર, સુખડ, સેન્ટ વિગેરે. તેમજ મીઠું, હળદર આદિ વસ્તુઓનો લેપ. વજનથી રાખવી.

**૧૧ बंभ-બ્રહ્મચર્ય:**—અહીં બ્રહ્મચર્યનો મુખ્ય અર્થ મૈથુન ત્યાગ બ્રહ્મચર્યનો યથાશક્તિ નિયમ ધારવો.

કાયાથી પાળવું. મન અને વચનથી તેમજ સ્વપ્નની જયણા. પરસ્ત્રી ત્યાગ. (પરપુરૂષ ત્યાગ)

**૧૨ दिशा દિશા:**—ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, અને ઉંચે તથા નીચે એમ છ દિશા થાય છે, (અથવા ૪ ખુણા ઉમેરતા દશ દિશા થાય છે.)

દરેક દિશામાં ઉંચે નીચે અમુક ગાઉ કે માઇલ જવું તેવો નિયમ કરવો. ધર્માર્થે જયણા.

**૧૩ न्हाण-સ્નાન:**—સર્વ સ્નાનની ગણત્રી કરવી. એક, બે, ચાર, વખત ન્હાવું તેવી સંખ્યા નક્કી કરવી. દેશસ્નાનની ધર્માર્થે જયણા.

**૧૪ भत्त-ભક્તપાન:**—ખોરાક અને પાણીના વજનનો સમાવેશ થાય છે. આખા દિવસમાં વપરાતા ખોરાક અને પાણીનું કુલ વજન (પાંચશેર, દશશેર, અડધો મણ, વિગેરે) નક્કી કરવું. વપરાય તેના વજનનું ધ્યાન રાખવું કે જેથી સંક્ષેપતાં સુગમ પડે.

ચૌદ નિયમો ઉપરાંત નીચેના "છકાયના નિયમ" વિષે પણ નિયમો ધારવામાં આવે છે:—

**પૃથ્વીકાયઃ**—કાચી, માટી, મીઠું, સુરમો, ચુનો, ક્ષાર, પથ્થર આદિ વજનથી નિયમ ધારવો. (પાશેર, અચ્છેર, શેર વિગેરે). ખાવા તથા વાપરવાનો સમાવેશ થાય છે.

૨ **અપકાયઃ**—પાણી, બરફ, કરા, ઝાકળ વિગેરેનો વજનથી નિયમ ધારવો. (મણ, બે મણ, ત્રણ મણ, વિગેરે) પીવા તથા વાપરવાનો તેમાં સમાવેશ થાય છે.

૩ **તેઉકાયઃ**—અગ્નિરૂપ શરીરવાળા જીવો–દેવતા વિજળી, સળગતા ગ્યાસ વિગેરેનો સમાવેશ થાય છે ચુલા, સ્ટવ, ભઠ્ઠી તથા સઘળી જાતના દીવા વિગેરેથી તેઉકાયનો ઉપયોગ થાય છે. સંખ્યાથી નિયમ કરવો. એક, બે, ત્રણ ચૂલા અગર એક, બે ત્રણ ઘરના ચૂલા.

૪ **વાઉકાયઃ**—પવનરૂપ શરીરવાળા જીવો. પવન, વાયરો, વંટોળીયો, હવા વિગેરેનો સમાવેશ થાય છે. પવનનો ઉપયોગ પંખા વિગેરે દ્વારા થઇ શકે છે હીંચકાનો ઉપયોગ પણ પવનના ઉપયોગમાં ગણાય છે. સંખ્યાથી નિયમ ધારવો, (૧ ૨, ૩).

૫ **વનસ્પતિકાયઃ**—વનસ્પતિરૂપ શરીરવાળા જી-

વો. અહીં તેના અચિત શરીરનો પણ સમાવેશ થાર
છે. એક, બે ચાર, લીલોતરી વાપરવી. દરેક એક શેર
બશેર, વાપરવી. અમુક જ એટલે, ભીંડા, કારેલા. તે
નામ લઇને બને તો ઠીક, કુટમાં ગણત્રી રાખવ
તેમજ છેદન ભેદનનું પરિમાણ.

૬ ત્રસકાય—હાલતા, ચાલતા, તમામ સક્રિ
પ્રાણીઓ બે ઇંદ્રિયથી પંચેન્દ્રિય પર્યંતના પ્રાણીઓન
સમાવેશ થાય છે. અળસીયા, ડાંસ, મચ્છર, માંખી
મનુષ્યો, પશુ, પંખી; માંછલા વિગેરે. જાણી જોઇ
હણુવાની બુદ્ધિથી હણવા નહિ. દરેક પ્રવૃત્તિમાં ઉપ
યોગ રાખવો કારણ "ઉપયોગે ધર્મ".

૧ અસિકર્મ—ચપ્પુ, સુડી, કાતર, સોય વિગે
કેટલાં વાપરવા તેનો સંખ્યાથી નિયમ કરવો. ટાંકણીએ
કાગળો ભરાવવાની કલીપો, વિગેરે માટે જયણા રાખવ

૨ મસી કર્મ—પેન્સીલ, હોલ્ડર, ખડીયા, કલ
આદિનો સંખ્યાથી નિયમ કરવો.

૩ કૃષિકર્મ:—ખેતી કરીને આજીવિકા ચલાવ
વાનો ધંધો-ખેતીમાં ઉપયોગી હળ, કોશ, કોદાળ
પાવડા વિગેરેનો સમાવેશ થાય છે. કોશ, કોદાળ
પાવડા આદિ માટે સંખ્યાથી નિયમ કરવો. ધર્મ
કાર્યમાં જયણા.

**સારાંશ કે:**—જગતમાં જે જે પદાર્થો વિદ્યમાન છે તે બધા કદિ પણ આપણા ભોગોપભોગમાં આવતા નથી. છતાં તે પ્રત્યેક પદાર્થોના આરંભથી ઉત્પન્ન થતા દોષો આપણને અવિરતિપણાએ કરી લાગતા આવે છે. માટે ઉપર પ્રમાણે નિયમો ધારવાથી છુટ રાખેલ સિવાયના આરંભ સમારંભ કે પાપની પ્રવૃત્તિનો ત્યાગ થઈ જાય છે. તેથી અજાણતા તેમાંથી આવતા ભાગમાંથી બચી જવાય છે અને ધર્મ આરાધનની શ્રેણીમાં આત્મા વિશુદ્ધ તન્મયતા મેળવી આગળ વધે છે.

## નિયમ ધારવાનું પરિશિષ્ટ—જેઓને યાદ ના રહી શકે તેમને અભ્યાસ પાડવા માટે નીચેનો કોઠો છે.

| નામ | કેટલું વાપરવાનું | કેટલું વાપર્યું | લાભમાં |
| --- | --- | --- | --- |
| સચિત્ત | ૧૦ | ૬ | ૪ |
| દ્રવ્ય | ૨૫ | ૧૫ | ૧૦ |
| વિગઈ | ૫ | ૪ | ૧ |
| વાણહ | ૨ | ૨ | × |
| તંબોલ | | | |
| વસ્ત્ર | | | |
| કુસુમ | | | |
| વાહન | | | |
| શયન | | | |
| વિલેપન | | | |
| બ્રહ્મચર્ય | | | |
| દિશા | | | |
| સ્નાન | | | |
| ભાત પાણી | | | |
| પૃથ્વીકાય | | | |
| અપકાય | | | |
| તેઉકાય | | | |
| વાઉકાય | | | |
| વનસ્પતિકાય | | | |
| અસિ | | | |
| મસી | | | |
| કૃષિ | | | |

## સાતમા વ્રતના ૨૦ અતિચાર.

**सच्चित्ते पडिबध्धे अपोलि दुप्पोलिअं च आहारे तुच्छोसहिभक्खणया, पडिक्कमे देसिअं सव्वं**

**सच्चित्तआहार**–સચિત્ત આહાર—સચિત્ત વસ્તુ ખાવી તે.

**सच्चित्तपडिबद्धआहार**—સચિત્ત પ્રતિબદ્ધ આહાર—સચિત્તની સાથે વળગેલી વસ્તુ ખાવી તે.

**अपक्क आहार**—અપકવ આહાર—બરાબર નહી પાકેલી વસ્તુ ખાવી તે.

दुप्पक्कआहार — દુષ્પકવ આહાર–ખરાબ રીતે પાકેલી ( મીશ્રિત ) વસ્તુ ખાવી તે. કાચો પાકો ખોરાક લેવો.

**तुच्छोसहिभक्खण**–તુચ્છૌષધિભક્ષણ–ખાવામાં થોડું આવે અને નાખી દેવું ઘણું પડે એવી વસ્તુ ખાવી તે. બોર, શેરડી, દાડમ ઈત્યાદિ.

સચિત્ત ત્યાગીને ઉપરના પાંચ અતિચાર લાગે ને ચિત્ત પરિમાણવાળાને નિયમ ઉપરાંત ઉપર પ્રમાણે ખાવાથી અતિચાર લાગે છે.

વ્રતધારિઓએ, સાતમા વ્રતના પાલનમાં પંદર કર્માદાનના વ્યાપારનો ત્યાગ કરવો હિતાવહ છે. કેમકે કર્માદાન એ મહાપાપનું મુળ છે. ને તે સાતમા વ્રતમાં અતિચાર સ્વરૂપે છે તે કર્માદાન નીચે પ્રમાણે છે.

## ૧૫—કર્માદાન.

**इंगाली वण-साडी-भाडी फोडी सुवज्जए कम्मं**
**वाणिज्जं चेव दंतलक्खरसकेसविसविसयं**
**एवं खुज्जंतपिल्लणकम्मं निल्लंछणं च दवदाणं**
**सरदहतलायसोसं असइपोसं च वज्जिजा**

૧ **इंगालकम्म**-અંગારકર્મ-કુંભાર, ભાડભુંજા વિગેરેના અગ્નિ સંબંધી કર્મ તે સંબંધમાં ચુનો, ઇંટ, નળીયાં વિગેરેનો વેપાર કરવો. (ઘર ખર્ચે જોઇએ તે કરાવવાં, લાવવાં, અને તેમાં વધે તો વેચવાની જયણા. )

૨ **वणकम्म**-વનકર્મ-તે લીલાંપાન, ફુલ, શાક, લાકડાં, વનસ્પતિ વિગેરેનો વેપાર કરવો.

૩ **साडिकम्म**-શકટ કર્મ-ગાડાં, હળ પ્રમુખ ખરીદવાં વેચવાં તથા તૈયાર કરાવી વેપાર કરવો.

૪ **भाडीकम्म**-ભાટકકર્મ-તે ગાડી ઘોડા વીગેરે ભાડે આપવાનો વેપાર કરવો.

૫ फोडीकम्म-સ્ફોટકકર્મ-તે ક્ષેત્ર કુવા વાવ ખોદવા ખોદાવવાનો તથા સુરંગ કરાવી જમીન ફોડાવવાનો ધંધો કરવો.

૬ दंतवाणिज्ज-હાથીદાંત વગેરેનો વેપાર કરવો.

૭ लक्खवाणिज्ज-લાક્ષાવાણિજ્ય-લાખ તથા ગુંદર વગેરેનો વેપાર કરવો.

૮ रसवाणिज्ज-તે ઘી ગોળ તેલના વ્યાપાર.

૯ विस्सवाणिज्ज-તે અફીણ ઝેર વચ્છનાગ સોમલ વિગેરેનો વેપાર.

૧૦ केसवाणिज्ज-તે પશુ પંખીનાં વાળ પીંછાં ઉન વગેરેનો વેપાર.

૧૧ जंतपील्लणकम्म-યંત્રપીલનકર્મ-તે મીલ, જીન, સંચા, ઘંટી, ઘાણી વગેરે ચલાવવાનો વ્યાપાર

૧૨ निल्लंछणकम्म-નિર્લાંછન કર્મ-તે કોઇ બળદ ઘોડા વિગેરેને નપુંસક કરવા કરાવવાં, નાક કાન કે બીજા અંગોપાંગ છેદાવવાં.

૧૩ दवग्गिदावणया-દવદાન કર્મ-વનમાં કે ગ્રીમમાં કે કોઇ પણ જગ્યાએ અગ્નિદાહ દેવરાવવો.

૧૪ सरदहतलाय सोसणया-જળશોષણ કર્મ-તે સરોવર, તળાવ વિગેરેના પાણીનું શોષણ કરાવવાનો વ્યાપાર.

૧૫ असइ पोसणया—અસતી પોષણ કર્મ—તે રમતને ખાતર ક્રીડા નિમિત્તે કુતરા, બિલાડા, મેના, પોપટ વગેરે હિંસક પ્રાણિઓ પાળવા, અસતી સ્ત્રી વેશ્યાદિકને પોષવી.

નોંધ—ઉપર્યુકત પંદર કર્માદાનનો દેશથી યા સર્વથી ત્યાગ અગર છૂટ રાખવી હોય તે ધારવું.

ઉપરના પાંચ અતિચાર, તેમજ આ પંદર કર્માદાન સંબંધી પંદર અતિચાર, એ રીતિયે સાતમા વ્રતના કુલ્લે (૨૦) અતિચાર થાય છે.

## ૨ ગુણવ્રતની જયણા–

ન છુટકે પોતા માટે કે કુટુંબાદિક માટે પંદર કર્માદાનની બનેલી ચીજ લેવી પડે, ઘર વિગેરે ધોળાવવા માટે, વસ્ત્ર વિગેરે રંગાવવામાં, લગ્ન વિગેરેના પ્રસંગમાં ઘરના પશુઓ માટેના ઘાસ વિગેરેના પ્રસંગમાં, ધર્મસ્થાન કે કુંડ વિગેરે કરાવવામાં પોતાના ઘર વિગેરેના ખોદાણ કામમાં, ઘર કાર્ય માટે યંત્રો વિગેરે રાખવામાં જયણા તેમજ બીજાં જે કામની જરૂરિયાત ઉભી થાય તેની જયણાનો નિયમ કરવો.

સાતમા વ્રતના અંગે નીચે જણાવેલા નીયમોમાંથી બને તેટલા નીયમો પાળવા.

૧ બિઆસણું વિગેરે યથા શક્તિ તપ કરવો. માંદગીના કારણે જયણા

૨ પર્વ તિથિઓમાં લીલોતરીનો ત્યાગ કરવો.

૩ આર્દ્રા બેસે ત્યારથી માંડીને ફાગણ સુદ–૧૫ સુધી કેરીનો ત્યાગ કરવો.

૪ વ્યસનની ચીજોનો ત્યાગ કરવો.

૫ કાર્તિક સુ. ૧૫ થી. ફાગણ સુદ ૧૫ સુધી કાચી ખાંડ ખાવી નહિં.

૬ કાચું દહીંવાળું રાયતું વિગેરે ખાવું નહિં.

૭ ઉપરના ભાગમાં ખુલ્લું હોય ત્યાં બેસીને ખાવું નહિં.

૮ મેંદા તથા રવાવાળી ચીજ ખાવી નહિં.

૯ તુચ્છ ફળ વાસી બાસુદી વિગેરે તથા જલેબી હલવો વિગેરે ખાવા નહિં.

નોંધઃ—

## બાવીસ અભક્ષ્યના નામ.

| | | | |
|---|---|---|---|
| ૧ | મધ | ૧૨ | કરા |
| ૨ | માખણ | ૧૩ | કાચી માટી |
| ૩ | મદિરા | ૧૪ | રાત્રિ ભોજન |
| ૪ | માંસ | ૧૫ | બહુબીજ |
| ૫ | ઉંબરાના ફળ | ૧૬ | બોળ અથાણું |
| ૬ | વડના ટેટા | ૧૭ | વિદળ |
| ૭ | કોઠીંબડા | ૧૮ | રીંગણાં |
| ૮ | પીપળાની પીપડી | ૧૯ | અજાણ્યાં ફળ |
| ૯ | પીંપળાના ટેટા | ૨૦ | તુચ્છફળ |
| ૧૦ | બરફ | ૨૧ | ચલિત રસ |
| ૧૧ | ઝેર (અફીણ સોમલ) | ૨૨ | અનંત કાય |

## બત્રીસ અનંતકાયના નામ.

| | | | |
|---|---|---|---|
| ૧ | સુરણ કંદ | ૪ | બટાટા (આલુ) |
| ૨ | વજ્ર કંદ (લસણ) | ૫ | લીલો કચુરો |
| ૩ | લીલી હળદર | ૬ | સતાવરી |
| ૭ | હીરલી કંદ | ૨૧ | લુલીના ઝાડની છાલ |
| ૮ | કુંવર | ૨૨ | ખીલોડા |
| ૯ | થોર | ૨૩ | અમૃતવેલી |
| ૧૦ | ગળો | ૨૪ | મુલાના કાંદા |

| | | | |
|---|---|---|---|
| ૧૧ | સકરકંદ (સક્કરીયા) | ૨૫ | ભૂમીફોડા (બિલાડીના ટોપ) |
| ૧૨ | વંશકારેલા | | |
| ૧૩ | ગાજર | ૨૬ | નવા અંકુરા |
| ૧૪ | લુણી | ૨૭ | વથુલાની ભાજી |
| ૧૫ | લોઢી | ૨૮ | સુવેર વેલ |
| ૧૬ | ગીરી કર્ણિકા(ગરમર) | ૨૯ | પાલકાની ભાજી |
| ૧૭ | કુમળા પાન | ૩૦ | કુણી આંબલી |
| ૧૮ | ખરસૈયો | ૩૧ | રતાળુ |
| ૧૯ | થેગની ભાજી | ૩૨ | પીંડાળુ |
| ૨૦ | લીલી મોથ | | |

**નોંધ**–તદુપરાંત વ્રતધારીઓએ લીલોતરીના નામ સાથે સંખ્યાનું પરિમાણ રાખવું, તેમજ ભાજીપાલો ફાલ્ગુન શુદી ૧૫ થી કાર્તિક શુદી ૧૫ સુધી બંધ. અને લીલોતરી દર માસમાં બાર તિથિ અથવા દશ તિથિ અથવા પાંચ તિથિ અને છ અઠ્ઠાઇમાં અમુક અઠ્ઠાઇ બંધ વિગેરેની નોંધ જરૂર રાખવી.

---

# આઠમું અનર્થ દંડ વિરમણ વ્રત.

## ૩ ગુણવ્રતનું સ્વરૂપ

आर्त्तरौद्रमपध्यानं, पापकर्मोपदेशिता ।
हिंसोपकारिदानं च, प्रमादाचरणं तथा ।
शरीराद्यर्थदंडस्य प्रतिपक्षतया स्थितः ।
योऽनर्थदंडस्तत्त्यागस्तृतीयं तु गुणव्रतम् ॥

યોગશાસ્ત્ર તૃતીય પ્રકાશ.

**અર્થ**—આર્ત્તરૌદ્ર ધ્યાનરૂપ ખરાબ ધ્યાન, પાપ કર્મનો ઉપદેશ, જેનાથી હિંસા થાય તેવાં ઉપકરણો બીજાને આપવાં અને પ્રમાદ આચરણ આ ચાર શરીરાદિકના અર્થે થાય તે અર્થદંડ. તેના ઉલટા પણે શરીરાદિકના પ્રયોજન સિવાય જે કાંઈ વગર ફોગટે કરવામાં આવે તે અનર્થદંડ. એવા ચાર પ્રકારના અનર્થદંડનો ત્યાગ કરવો તે ગૃહસ્થોનું ત્રીજું ગુણવ્રત કહેવાય છે.

અર્થદંડ ચાર પ્રકારે છે. ૧ સ્વજન ૨ શરીર ૩ ધર્મ ૪ વ્યવહારાદિકનો આશ્રવ તેથી વિપરીત તે અનર્થદંડ

કોઇપણ પશુપક્ષિઓને ક્રીડાની ખાતર ઘેર પાળવાં

નહી, પણ તેમાં કુતરાં, બિલાડાં વિગેરે હિંર
જનાવરોને જરૂર પાળવાં નહિ.

હાથી, ઘોડા, ઘેટાં, કુકડા વિગેરેની રમત જ્યાં મ
હોય ત્યાં જોવા જવું નહી. રસ્તે ચાલતાં જોવ
જાય તો જયણા. કોઈને ફાંસી અપાતી હોય ત્યાં જો
જવું નહિ. બને ત્યાં સુધી સ્ત્રીકથા, રાજકથા, દે
કથા તથા ભોજનકથા વિના કારણે કરવી નહિ. ર
ચાલતાં વિના કારણે ઝાડનાં ફળ, ફુલ તથા પાંદ
તોડવાં નહિ.

આ શિવાય કોઈપણ પ્રકારના અનર્થ દંડ
બનતાં સુધી બરાબર ઉપયોગ રાખવો. શસ્ત્રના વ્યાપ
રનો સમાવેશ આમાં થાય છે તેમાં ઘરકામ માટે રાખ
હોય તેની જયણા રાખવી.

ઘંટી, ખાણીયા, ઘંટલા, સાંબેલા, હળ, કોદાળ
કોશ આદિ ઉપકરણો તૈયાર રાખી માગવાં આપવાં ન

## આઠમા વ્રતના પાંચ અતિચાર.

**कंदप्पे कुक्कुइए मोहरि अहिगरण-भोगअइरित्ते**
**दंडम्मि अणट्ठाए तइयंमि गुणव्वए निंदे**

૧ कंदप्प-કંદર્પ-વિકાર વધે તેવી કુચેષ્ટા કે વા
કરવી તે.

२ कुक्कुइए–કૌકુચ્ય–કામોત્પન્ન કરનારી વાર્તા કરવી તે.

३ मोहरिअ–મૌખર્ય્ય–મુખવડે હાસ્યાદિકથી જેમ તેમ બોલવું તે, અથવા કોઇની ગુપ્ત વાત ખુલ્લી કરવી જેથી તે કષ્ટ પામે તેવી વાત મુખથી બોલવી તે.

४ संजुत्ताहिगरण—સંયુક્તાધિકરણ–પોતાના ખપ કરતાં વધારે અધિકરણો મેળવવા તે.

५ उवभोगपरिभोगाइरेग—ઉવભોગપરિભોગાતિરીક્તતા –ભોગમાં તથા પરિભોગમાં વપરાતી ચીજો ખપ કરતાં વધારે તૈયાર રાખવી તે.

---

# નવમું સામાયિક વ્રત.

## ૧ શિક્ષાવ્રત

### ૧ શિક્ષાવ્રતનું સ્વરૂપ

त्यक्तार्त्तरौद्रध्यानस्य, त्यक्तसावद्यकर्मणः ।
मुहूर्त्त समता या तां विदुः सामायिकं व्रतम् ॥
યોગશાસ્ત્ર તૃતીય પ્રકાશ

**અર્થ**—આર્ત્તરૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી તથા સાવદ્ય કર્મનો ત્યાગ કરી એક મુહૂર્ત્ત પર્યન્ત જે સમભાવમાં રહેવું તેને સામાયિક વ્રત કહે છે.

રોજના સામાયિક કરવાનો નિયમ.

શારીરાદિક કારણે આગળ પાછળ કરી લેવાનું રાખવું હોય તો તેમ.

વ્રતધારીએ બનતા સુધી નિરંતર એક સામાયિક અવશ્ય કરવું.

### નવમા વ્રતના પાંચ અતિચાર.

तिविहे दुप्पणिहाणे अणवट्ठाणे तहा सइविहूणे
सामाइअ वितहकहे पढमे सिक्खावए निंदे ॥

૧ **मणदुप्पणिहाण**—મનદુઃપ્રણિધ્યાન—મનમાં કુવિકલ્પ ચિંતવી મનને દુષ્ટ રીતે પ્રવર્તાવવું. કાબુમાં ન રાખવું

૨ **वयणदुप्पणिहाण**—વચન દુઃપ્રણિધ્યાન—સાવદ્ય વચન બોલવું વચનને દુષ્ટ કાર્યમાં પ્રવર્તાવવું.

૩ **कायदुप्पणिहाण**—કાય દુઃપ્રણિધ્યાન—સામાયિકમાં કાયા હલાવવી ભીંતે પીઠ દઈને બેસવું નિદ્રા લેવી તે

૪ **अणवट्ठाण**—અનવસ્થા દોષ—જે ટાઇમે સામાયિક લીધું તે પૂરે ટાઇમે ન પાળે એટલે વેલાસર પાળે.

૫ **सइविहूणे**—સ્મૃતિવિહીન—સામાયિક લઇને ટાઇમ ભૂલી જાય સામાયિક પાળવું ભૂલે તે.

## ૧ શિક્ષાવ્રત જયણા—

અશક્તિ માંદગી મુસાફરી આદિ ખાસ કારણે જરૂરી જયણા રખાય.

## નોંધઃ—

# દશમું દેશાવગાસિક વ્રત.

## ૨ શિક્ષાવ્રત

### ૨ શિક્ષાવ્રતનું સ્વરૂપ

दिग्व्रते परिमाणं यत्तस्याः संक्षेपणं पुनः ।
दिने रात्रौ च देशावकाशिव्रतमुच्यते ॥

યોગશાસ્ત્ર તૃતીય પ્રકાશ

**અર્થ**—છઠ્ઠા દિગ્વ્રતમાં જે પરિમાણ જવા આવ-વાનું રાખવામાં આવ્યું છે તેનો દિવસે તથા રાત્રે સંક્ષેપ કરવો તે દેશાવકાશિ વ્રત કહેવાય છે.

વર્ષમાં એક અથવા વધારે દેશાવગાસિક કરવાનો નિયમ, દેશાવગાસિક એટલે આઠ સામાયિક અને બે પ્રતિક્રમણ, એકાસણું, ઉપવાસ આદિ પચ્ચખ્ખાણ કરી કરવું, ચૌદ નિયમ પાળવા.

### દશમા વ્રતના પાંચ અતિચાર.

आणवणे पेसवणे सद्दे रूवे अ पुग्गलक्खेवे,
देसावगासिअंमि बीए सिक्खावए निंदे

૧ आणवणप्पओग–આનયનપ્રયોગ–ધારેલ ઉપરાંત ભૂમિમાંથી વસ્તુ મંગાવવી તે.

૨ **पेसवणाप्पयोग**–પેષ્યપ્રયોગ–હદ બહાર વસ્તુ મોકલવી.

૩ **सद्दाणुवाइ**–શબ્દાનુપાત–શબ્દ કરીને હદ બહારથી વસ્તુ મંગાવવી તે.

૪ **रूवाणुवाइ**–રૂપાનુપાત–રૂપ દેખાડીને હદ બહારથી વસ્તુ મંગાવવી તે.

૫ **बहिआपुग्गलपक्खेव** –-પુદ્ગલ પ્રક્ષેપ–કાંકરો નાખીને હદ બહાર રહેલાઓને પોતે અહીં છે એવા ખબર આપવા કાંકરો નાંખવો તે.

# અગિયારમું પૌષધ વ્રત.

## ૩ શિક્ષાવ્રત

### ૩ શિક્ષાવ્રતનું સ્વરૂપ

चतुःपर्व्यां चतुर्थादि कुव्यापारनिषेधनम् ।
ब्रह्मचर्यक्रियास्नानादि त्यागः पौषधव्रतम् ॥
યોગશાસ્ત્ર તૃતીયપ્રકાશ

**અર્થ**—ચાર પર્વમાં ઉપવાસાદિ તપ કરવો પાપ-
ળા સદોષ વ્યાપારનો ત્યાગ કરવો. બ્રહ્મચર્ય પાળવું
ને સ્નાનાદિક શરીરની શોભાનો ત્યાગ કરવો એમ
ાષધ વ્રત ચાર પ્રકારનું છે.

દર વર્ષે આઠ પહોરનો પૌષધ અગર ચાર પહો-
નો પૌષધ કરવો તે.

પૌષધના મુખ્ય ચાર પ્રકાર છે તે નીચે પ્રમાણે—

આહાર પૌષધ–દેશથી–એકાસણું, આયંબિલ.

શરીરસત્કારપૌષધ–શરીરનો સત્કાર ન કરવો તે.

અવ્યાપાર પૌષધ–સંસારિક વ્યાપાર કોઇ પણ
પ્રકારનો ન કરવો તે.

બ્રહ્મચર્ય પૌષધ–બ્રહ્મચર્ય પાળવું તે.

ામાં પાછળના ત્રણ પ્રકારના પૌષધ સર્વથી કર-

વાના છે અને આહાર પૌષધ દેશથી ને સર્વથી બન્ને પ્રકારે થઇ શકે.

## અગિયારમા વ્રતના પાંચ અતિચાર.

सथारूच्चारविही पमाय तह चेव भोयणाभोए
पोसहविहिविवरीए तइए सिक्खावए निंदे

१ अप्पडिलेहियदुप्पडिलेहियसिज्जासंथारए—અપ્રતિલેખિત દુષ્પ્રતિલેખિત શય્યાસંસ્તારક-સંથારાની બરાબર પડિલેહણા ન કરવી તે.

२ अप्पमज्जियदुप्पमज्जियसिज्जासंथारए—અપ્રમાર્જિત દુષ્પ્રમાર્જિત-શય્યા સંસ્તારક-શય્યા સંથારો બરાબર ન પૂજવો ન પ્રમાર્જવો તે.

૩ अप्पडिलेहिय-दुप्पडिलेहिय-उच्चारपासवणभूमि—અપ્રતિલેખિત દુષ્પ્રતિ૦ ઉચ્ચાર-પ્રશ્રવણભૂમિ-સ્થંડિલ માત્રાની જગ્યા બરાબર પડીલેહવી નહિ તે.

४ अप्पमज्जिय-दुप्पमज्जिय-उच्चार-पासवणभूमि—અપ્રમા૦ દુષ્પ્રમા૦ ઉચ્ચારપશ્રવણ ભૂમિ-સ્થંડિલ માત્રાની જગ્યા બરાબર ન પ્રમાર્જવી તે.

५ पोसहोवसस्स सम्मं अणणुपालणया-પૌષધોપવાસસ્ય सम्यक् अननुपालनया—પૌષધ તેમજ ઉપવાસની સારી રીતે પાલના ન કરવી.

આ પાંચ અતિચાર જાણવા પણ આચરવા નહિં

# બારમું અતિથિ સંવિભાગ વ્રત.

## ૪ શિક્ષાવ્રત

### ૪ શિક્ષાવ્રતનું સ્વરૂપ

दानं चतुर्विधाहारपात्रच्छादन सद्मनां ।
अतिथिभ्योऽतिथिसंविभागव्रतमुदीरितं ॥

યોગશાસ્ત્ર તૃતીય પ્રકાશ

**અર્થ**—ચાર પ્રકારનો આહાર પાત્ર વસ્ત્ર અને રહેવાનો મુકામ આ અતિથિ સાધુઓને આપવું તે અતિથિ સંવિભાગ નામનું વ્રત કહેલું છે.

મુખ્ય રીતિએ, ચૌવિહાર ઉપવાસવાળાએ, આઠ પહોરના પૌષધના પારણે એકાસણું કરી જિન પૂજા કરી, મુનિરાજને પ્રતિલાભી, જેટલી ચીજ મુનિરાજ વહોરે તેટલીજ વાપરવાની પ્રતિજ્ઞા તેને અતિથિ સંવિભાગ વ્રત કહેવાય.

આ વ્રત વર્ષમાં જેટલાં કરવાં હોય તેની સંખ્યા ધારવી. (              )

કદાચ આખા વર્ષમાં મુનિરાજનો જોગ ન બને તો સાધર્મી ભાઇને જમાડીને વ્રતનું પાલન કરવું.

**બારમા વ્રતના પાંચ અતિચાર નીચે પ્રમાણે.**

सच्चित्ते निक्खिवणे, पिहिणे ववएस मच्छरे चेव
कालाइक्कमदाणे, चउत्थे सिक्खावए निंदे

१ **सच्चित्तनिक्खेवण**—સચિત્ત નિક્ષેપ—સચિત્ત વસ્તુ અચિત્ત વસ્તુમાં નાંખી વહોરાવવી તે.

૨ **सच्चित्तपिहिणे**-સચિત્ત પિધાન—સચિત્ત વસ્તુ વડે ઢાંકેલ અચિત્ત વસ્તુ આપવી તે.

૩ **अन्नववएस**-અન્ય વ્યપદેશ—પોતાની વસ્તુ બીજાની છે એમ કરીને ન આપવી તે. બીજાની વસ્તુ પોતાની છે એમ કરીને આપવી તે.

૪ **मच्छरदान** સમત્સરદાન—મત્સર કરીને મુનિરાજને દાન આપવું તે.

૫ **कालाइक्कम**-કાલાતિક્રમ—વહોરવાનો સમય વીત્યા પછી દાન દેવાનો આગ્રહ કરવો તે.

આ પાંચ અતિચાર ટાળીને સાધુ સાધ્વીને દાન આપવું.

આ પ્રમાણે જેમાં સમ્યકત્વની મૂખ્યતા છે એવા બાર વ્રતો અંગીકાર કરવાનું વર્ણન કર્યું છે. તેમાં જ્યાં જ્યાં જયણા રાખી છે. ત્યાં ત્યાં ધારેલા ભાંગાને અનુસરતા નિયમો લાગુ પડતા નથી.

આ બધા વ્રતોમાં ૧ ધર્મ કરણી ૨ જિન શાસનની પ્રભાવનાક શ્રી જિન શાસનનો થતો ઉડ્ડાહ અટકાવવા જે કરાય તેની જયણા રાખુછું તે ખાસ ધ્યાન રાખવું.

**નોધઃ—ઉપર્યુક્ત સમ્યકત્વ મૂળ બાર વ્રતના અતિચારો જાણીને વ્રતધારી ભવભીરૂ આત્માઓએ એ અતિચારરૂપી ભૂલથી વ્રતરત્ન દુષિત ન થાય તે માટે ખુબજ સાવધ રહેવું જોઇએ.**

બાર વ્રતના ૧૨૪ અતિચારો નીચે પ્રમાણે છે.

## પાંચ આણુવ્રત.

| | | |
|---|---|---|
| ૧ | સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ વ્રત | ૫ |
| ૨ | સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત | ૫ |
| ૩ | સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત | ૫ |
| ૪ | સ્થૂળ મૈથુન વિરમણ વ્રત | ૫ |
| ૫ | સ્થૂળ પરિગ્રહ વિરમણ વ્રત | ૫ |

## ૩ ગુણવ્રત

| | | |
|---|---|---|
| ૬ | દિગ્ પરિમાણ વ્રત | ૫ |
| ૭ | ભોગોપભોગવિરમણ વ્રત | ૨૦ |
| ૮ | અનર્થદંડ વિરમણ વ્રત | ૫ |

## ૪ શિક્ષાવ્રત

| | | |
|---|---|---|
| ૯ | સામાયિક વ્રત | ૫ |
| ૧૦ | દેશાવગાસિક વ્રત | ૫ |
| ૧૧ | પૌષધોપવાસ વ્રત | ૫ |
| ૧૨ | અતિથિ સંવિભાગ વ્રત | ૫ |
| | જ્ઞાનાચાર | ૮ |
| | દર્શનાચાર | ૮ |
| | ચારિત્રાચાર | ૮ |
| | તપાચાર | ૧૨ |
| | વીર્યાચાર | ૩ |
| | સમ્યક્ત્વ | ૫ |
| | સંલેષણા | ૫ |
| | | ૧૨૪ |

# કેટલુંક........જરૂરી

**નોંધ**:-વ્રતધારી આત્માઓએ, વ્રતોની રક્ષા સારૂ (૭) વ્યસન (૨૧) શ્રાવકના ગુણ (૩૫) માર્ગાનુસારિના બોલ ધ્યાન રાખવા જોઇએ. જેનું સંક્ષિપ્ત સ્વરૂપ નીચે મુજબ છે.

## સાત વ્યસનનાં નામ.

૧ દ્યૂત-જુગાર-
૨ માંસ-
૩ મદ્ય-મદિરા, દારૂ, બ્રાન્ડી-
૪ વેશ્યાગમન-
૫ શિકાર-
૬ ચોરી-
૭ પરસ્ત્રીગમન-

## શ્રાવકના ૨૧ ગુણ-

૧ અક્ષુદ્ર
૨ રૂપવાન
૩ શાંત પ્રકૃતિવાળો
૪ લોકપ્રિય
૫ અક્રુર
૬ પાપભીરૂ
૭ અશઠ
૮ દાક્ષિણ્યવાન

| | | | |
|---|---|---|---|
| ૯ | લજ્જાળુ | ૧૬ | વિશેષજ્ઞ |
| ૧૦ | દયાળુ | ૧૭ | વૃદ્ધાનુગામી |
| ૧૧ | મધ્યસ્થ સૌમ્યદૃષ્ટિ | ૧૮ | વિનયી |
| ૧૨ | ગુણરાગી | ૧૯ | કૃતજ્ઞ |
| ૧૩ | સત્કથાખ્ય | ૨૦ | પરહિતાર્થકારી |
| ૧૪ | સાપક્ષયુક્ત | ૨૧ | લબ્ધલક્ષ્ય |
| ૧૫ | દીર્ઘદર્શી | | |

## માર્ગાનુસારિના પાંત્રીસ બોલ

૧ ન્યાયસંપન્ન વિભવ.
૨ શિષ્ટાચાર પ્રશંસા.
૩ સરખા કુળાચારવાળા પણ અન્ય ગોત્રી સાથે વિવાહ કરવો.
૪ પાપના કામથી ડરવું.
૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્તવું.
૬ કોઇનો અવર્ણવાદ બોલવો નહિં.
૭ જે ઘરમાં પેસવા નીકળવાના અનેક રસ્તા નથી તથા જે ઘર અતિગુપ્ત અને અતિ પ્રગટ ન હોય અને પાડોશી સારા હોય તેવા ઘરમાં રહેવું.
૮ સારા આચરણવાળા પુરૂષોની સોબત કરવી.
૯ માતા તથા પિતાની પૂજા કરવી.
૧૦ ઉપદ્રવવાળાં સ્થાનકોનો ત્યાગ કરવો.

૧૧ નિંદિતકામમાં ન પ્રવર્તવું.
૧૨ આવક પ્રમાણે ખરચ રાખવું.
૧૩ ધનને અનુસરતો વેષ રાખવો.
૧૪ આઠ પ્રકારના બુદ્ધિના ગુણને સેવવા.
૧૫ નિત્ય ધર્મને સંભાળવો જેથી બુદ્ધિ નિર્મળ થાય
૧૬ પહેલાં જમેલું ભોજન પચી જાય ત્યારપછી નવું ભોજન કરવું.
૧૭ જ્યારે ખરી ભૂખ લાગે ત્યારે ખાવું.
૧૮ ધર્મ અર્થ અને કામ ત્રણ વર્ગને સાધવા.
૧૯ અતિથિ તથા ગરીબને અન્ન પાનાદિ આપવું.
૨૦ નિરંતર અભિનિવેષ રહિત રહેવું.
૨૧ ગુણી પુરૂષોનો પક્ષપાત કરવો.
૨૨ નિષિદ્ધ દેશકાળનો ત્યાગ કરવો.
૨૩ પોતાની શક્તિને અનુસરીને કામનો આરંભ કરવો.
૨૪ પોષણ કરવા યોગ્ય માતાપિતા પુત્ર સ્ત્રી વિગેરેનું ભરણ પોષણ કરવું.
૨૫ વ્રતને વિષે રહેલા તથા જ્ઞાને મોટા પુરૂષોને પૂજવા.
૨૬ દીર્ઘ-દર્શી થવું.
૨૭ વિશેષજ્ઞ થવું.
૨૮ કૃતજ્ઞ થવું.

૨૯ લોકપ્રિય થવું.

૩૦ લજ્જાળુ થવું.

૩૧ દયાળુ બનવું.

૩૨ સુંદર આકૃતિવાન બનવું.

૩૩ પરોપકારી બનવું.

૩૪ કામ ક્રોધ લોભ માન મદ તથા હર્ષ એ છ અંતર વૈરિને જીતવા.

૩૫ સર્વ ઇંદ્રિયોને વશ કરવાનો અભ્યાસ રાખવો.

શ્રાવકે દશ ઠેકાણે ચંદરવા બાંધવા તથા સાત ગરણાં રાખવાં તે આ પ્રમાણે ૧ પાણી ગાળવાનું ૨ ઘી ગરણી ૩ તેલ ગરણી ૪ દૂધ ગળવાનું ૫ છાશ ગળવાનું ૬ ઉકાળેલું અચિત્ત પાણી ગળવાનું ૭ આટો ચાળવાનું.

## અણાહારી વસ્તુઓ.

[**નોંધઃ**–કોઇક ખાસ કારણસર અણાહારી વસ્તુઓનો ઉપયોગ કરવો પડે તો ઓછામાં ઓછું 'મુઠ્ઠસી પચ્ચખ્ખાણ' કરીને પછી એનો ઉપયોગ કરી શકાય અને એ કર્યા પછી બે ઘડી સુધી પાણી ન વપરાય તે ખાસ ધ્યાનમાં રાખવું.]

### અણાહારીના પ્રચલિત નામો.

| | | |
|---|---|---|
| ૧ અગર | ૧૧ ખેરસાહ | ૨૧ બુચકણ |
| ૨ અફીણ | ૧૨ ગળો | ૨૨ મલયાગરૂ |

૩ અતિવિષની કળી
૪ અંબર
૫ એળીયો
૬ કસ્તુરી
૭ કડુ
૮ કરીયાતુ
૯ કંદરૂ
૧૦ ખારો
૧૩ ઘોડાવજ
૧૪ હળદર
૧૫ ચુનો
૧૬ ઝેરી ગોટલી
૧૭ ટંકણખાર
૧૮ તગર
૧૯ ત્રિફળા
૨૦ બાવળ
૨૩ નીમપંચાંગ (લીંમડાના પાંચ) અંગ-છાલ, મૂળ, કાષ્ટ, પત્ર, મૉર).
૨૪ વળમો
૨૫ સુખડ
૨૬ સુરોખાર

તદુપરાંત જે બેસ્વાદી હોય, પેટ પૂરતું વાપરી ન શકાય તે અણાહારી સમજવી.

## સામાન્ય નિયમો.

**નોંધઃ**—વ્રતધારી આત્માઓએ પોતાના શ્રાદ્ધજીવનને ઉજાળવા સારૂ દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ–રત્નત્રયીની યથાશક્તિ આરાધના કરવી જોઇએ. નીચે દર્શાવાતા નિયમો રત્નત્રયીના આરાધક શ્રાદ્ધવર્ગને ખાસ આદરણીય છે.

૧ દેવદ્રવ્ય, ગુરૂદ્રવ્ય અને સાધારણ દ્રવ્યની વૃદ્ધિને સારૂ તે માર્ગે સ્વદ્રવ્યને યથાશક્તિ સફળ કરવું જોઇએ. પ્રતિક્રમણાદિકમાં જ્ઞાનદ્રવ્યની વૃદ્ધિ માટે સામાયિક લીધા પછી જે ઘી બોલવામાં આવે છે તે સામાયિક

લીધા પહેલાં બોલવામાં આવે તો વિધિ સચવાય તે વાત ખાસ લક્ષમાં રાખવી.

પણ એ ખાસ ધ્યાનમાં રાખવું કેઃ—

બોલી (ઉછામણી) આદીકના પૈસા અમુક ટાઇમમાં (        ) ભરપાયા કરવા જોઇએ. તીર્થંકર પ્રભુની કલ્યાણક ભૂમિ, તેમજ તીર્થાધિરાજ—શ્રી શત્રુંજય ગિરનાર આદિ તીર્થોમાં વરસમાં (        ) જાત્રા કરવાનો નિયમ રાખવો અને તે ન થાય તો તેના માટે અમૂક વસ્તુ (        ) નો ત્યાગ.

દરરોજ એક બાંધી નવકારાવળી ગણવાનો નિયમ. રોજ સવારમાં ઓછામાં ઓછું નમુક્કારસી પચ્ચખ્ખાણ કરવાનો નિયમ.

રોજ સાંજના ઓછામાં ઓછું તિવિહાર પચ્ચખ્ખાણ કરવાનો નિયમ.

સવાર

બપોર

સાંજ

પૂજા અને દર્શનના નિયમમાં જે દિવસે ન થાય તે દિવસે કાંઈપણ વસ્તુ ત્યાગ કરવાનો નિયમ રાખવો,

દેરાસરનો યોગ ન હોય તો અગર મુસાફરીમાં હોય તો ઈશાન ખૂણા સન્મુખ સીમંધરસ્વામીનુ ચૈત્યવંદન અથવા બીજું કોઇ ચૈત્યવંદન કરવું. દરરોજ અમૂક સંખ્યાનો (          ) સ્વાધ્યાય કરવો.

શકિત પ્રમાણે દરવર્ષે સાત ક્ષેત્રમાં અમૂક (     ) રકમ વાપરવી. જે સાત ક્ષેત્રના નામ નીચે મુજબ છે.

(૧) સાધુ (૨) સાધ્વી (૩) શ્રાવક (૪) શ્રાવિકા (૫) દેરાસર (૬) જિનપ્રતિમા (૭) જિનાગમ.

દરરોજ ગુરૂવંદન, શાસ્ત્રશ્રવણ, તેમજ આવશ્યક ક્રિયા પ્રતિક્રમણાદિ વિગેરેનો નિયમ રાખવો.

ઇત્યાદિ સંક્ષિપ્ત નિયમો અત્રે દર્શાવ્યા છે. વિસ્તરાર્થીએ ગુરૂગમથી જાણી લેવું જરૂરી છે.

